વાર્ષીક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

પુ. ૨ જું | અંક ૧૨ મો | તા. ૭-૩-૩૬ | કીંમત ૧ આનો

# સ્ટુડીઓના બારણામાંથી

એજ વાત—

"સિપાહીની સજની" ગુરૂવાર તા. ૫ મી માર્ચથી નવી જ હવા જમાવી રહી છે."

"નવાં ગોહર—"

"નવીન વાતાવરણ—"

"નવીન સજાવટ-"

"આબાદ થ્રીલર- "

"વાહ, મજા આવી ગઇ- "

"વખત ક્યાં ચાલી ગયો એની ખબરજ પડી નહિ-"

"પ્રસંગોમાંજ ભારે થ્રીલ-"

"નવી દિશા ઉઘડી- "

આવાં આવાં વાકયો "સિપાહીની સજની" પ્રેક્ષકો પાસેથી મેળવી રહેલ છે અને ઉત્સાહની લહર ઠેઠ સ્ટુડીઓ સુધી પહોંચી ગઇ છે.

"સજની"નાં કોમીક પાત્રો તો હજુ એમજ સમજે છે કે તેઓ ધ્રૂજારી આપવા માટેજ જગતમાં આવ્યાં છે. હજુ તેઓને એ પાત્રોથી વિખુટા પડવું ગમતું નથી.

ત્યારે મી. ઇ. બીલીમોરીઆ સ્હેજ તાવમાં પટકાયા છે છતાં "સિપાહીની સજની"ની સફળતાની વાત સાંભળી એકદમ કપડાં પહેરી લટાર મારવા તૈયાર થઇ જાય છે.

મીસ ગોહર પણ પોતાના આલબમમાં "સિપાહીની સજની"ના સ્ટીલ નીચે લખે છે,

"હિંદી સીનેમા જગતમાં નવાંજ પગલાં પાડતી આ ફીલ્મની ભુમિકા ભજવતાં મને ઘણોજ આનંદ થયો છે. આ 'થ્રીલીરે' મને પણ "થ્રીલ" આપી છે, ઘણીએ ભુમિકાઓ મેં ભજવી છે પણ "સિપાહીની સજની"માં કામ કરતાં મેં પણ ખુબ નવીનતા અનુભવી છે."

શ્રી. ચંદુલાલ શાહના આ પ્રોડેક્ષનની હવા આખા હિંદમાં પહોંચવા લાગી છે. સૌ કોઇ જાણી ગયું છે કે ભાલાવાળો ઘોડો આ વખતે કાંઇ ઓર ધડાકા કરતો જાય છે.

ઇદ અને હોળીના તહેવારો પર આ ખેલપટ ઝગઝગાટ કરી રહ્યું છે.

### દુનીઆ એવીજ છે.

ત્યારે મી. જયન્ત દેસાઇ હવે દુનીઆને "મતલબી"જ સમજે છે. હજુ તો તેઓ સ્ટુડીઓમાં આવીને માંડ ખુરશી પર પોતાનું સ્થાન લે છે ત્યાં તો તરતજ અવાજ સંભળાયો.

"ગાયન તૈયાર છે, ફીટ થશે ને ?" આમ સંગીતકારે પોતાની "મતલબ"ની વાત કરી. ત્યાં સેટીંગમાસ્તર દોડી આવ્યા. "હવે પછીનું સેટીંગ કયું ?"

ત્યાં એકદમ અવાજો સંભળાવવા લાગ્યા. મીસ મધુરી અને રાજા સેંડો વાતચીત કરી રહ્યાં હતાં પણ તેઓ "મતલબી દુનીઆ"નીજ વાતો કરી રહ્યાં હતાં એટલે કે રીહર્સલ કરી રહ્યાં હતાં.

અને આખરે મી. જયન્તને પણ "મતલબી દુનીઆ"માં ભળવું પડયું. તરતજ એણે સ્ટોરીની 'સ્ક્રીપ્ટ' હાથમાં લીધી. અને તરતજ એમણે સાદ પાડયો.

"ચાલો–શુટીંગ માટે તૈયાર થાવ." આમ "મતલબી દુનીઆ"નું શુટીંગ જોર શોરમાં ચાલી રહ્યું છે.

× + +

સ્ટુડીઓના પોસ્ટર રૂમમાં થોડા માણસો એકઠા થયા છે. તેઓ શું જોઇ રહ્યા છે.

"દિલ-કા-ડાકુ"નું પોસ્ટર ?...મી. મધોક રોજ આ પોસ્ટર જોઇ જાય છે.

મીસ રોઝા હાટે પણ પોતાનું ચિત્ર પોસ્ટર પરનું ફરી ફરી જોવા ત્યાં જાય છે. "દીલ કા–ડાકુ" હવે તો રીલીઝ માટે પણ તૈયાર છે.

× × ×

"ચાલાક ચોર" તો કયારનું પરદા પર ખળભળાટ મચાવવા તૈયાર બેઠેલ છે.

* × *

અને હવે શ્રી. ચંદુલાલ નવી સ્ટોરીના વિચારમાં મશગુલ બન્યા છે. "એક ફીલ્મ ખત્મ થઇ" એટલે એનો વિચાર પણ ખત્મ–પછી તો બીજી વસ્તુ પરજ મગજની ચાંપ લાગે.

એમ સંભળાય છે કે તેઓ મીસ ગોહરની નવી ફીલ્મ તરીકે "મેડ પ્રીન્સેસ"ને બદલે કોઇ બીજી વસ્તુ પણ પસંદ કરે! પણ હજુ એ વાત કહેવાની કોઇને પરવાનગી નથી.

× × +

મી. મધોક માટે નવી વાર્તા તૈયાર થઇ ગઇ છે.

× × ×

અમદાવાદથી ખબર મળે છે કે "કીંમતી આંસુ"એ ત્યાં ખુબ સફળતા મેળવી છે.

× * ×

ત્યારે ઉત્તર હીંદથી આંકડાઓ આવે છે એ પરથી "રાજરમણી" પણ ત્યાં શોર મચાવી રહી છે. દીલ્હીમાં એનું રાજ્ય જામી ગયું છે.

\+ * +

"સીપાહીની સજની"નું સંગીત સાંભળજો. ખુશ થઇ જશો. મી૦ ઇ. બીલીમોરીઆ પણ મીસ ગોહરના કંઠ સાથે પોતાનો સુર મીલાવે છે અને આમ પહેલીજવાર ગાયક બને છે.

અને ગાયનોના શબ્દો કેવા છે ! ગુલાબી ઉપમાઓથી છલોછલ ભરેલા...

———

## HATS OFF TO—

"Soldier's-Sweetheart" is a box office touchdown and conversion. It has substance and timeliness enough to be rated A1 Indian thriller. It has drive, excitement, comedy and agreeable plot, and in addition to all this, the picture has smart showmanship. It is going to be a "clean up" with fans all over India—Mr. Chandulal Shah is handing you the biggest thriller-de luxe. Miss Gohar crashing through with the breeziest performance of her career, and Mr. E. Billimoria's performance will amaze you. Good thrillers are harder to produce but Ranjit makes it go. You all will congratulate the "Lancer Brand" to give such a neat entertainment

West End Talkies simply have to say.

"Houses full"

"Please come some other time"

"Better Book in advance"

and all that—From the 5th of March, "Soldier's Sweetheart" is marching on the West End.

## "Mutlabi Dunia" Roars

Yes, this is the result of producing a successful sound "thriller"—The Studio is so much "thrilled" with the atmosphere of "Soldier's Sweetheart"—that every body is in a breezy mood. The characters believe that they are still in the "sets" —but those "sets" are dumped, and different "sets" are taking place—'Mutlabi Dunia" is occupying the big portion of the Studio—Mr. Jayant Desai is peeping into the social affairs of the world; through this picture Miss Madhuri is being acquainted with our social mannerisms. Raja Sandow is busy remembering his dialogues.

* * * *

Mr. Madhok's "Dilka-Daku" is complete, starring Rosa Hate'. Melodious music and delightful story run side by side—

* * * *

Why Ranjit players go to West End so very often? Just to hear that "song" again and again?—

It is poetry come to life and melody come to caress. It is sung in the "Den" when Dilip and Hansa are made prisoners of love—

*A Scene from "Soldier's Sweetheart".*

*Miss Gohar Plays the leading role in 'Soldier's Sweetheart'*

You all will love to float on wings of this song again and again.

Are you an "Omar Khayyaman", Even then you will treasure its wordings —Pandit Betabji penned it.

* * * *

"Kimti Ansu" is playing to capacity houses at Ahmedabad, where the echoes of "Noor-e-Watan" still stay.

* * * *

"Raj Ramni" is doing a smashing business in Northern India–Delhi declare it as the "tops"—

* * *

You will put a question.

What is Gohar's next ?

Mr. Chandulal Shah is still in the consulting department—but it looks like "Mad Princess" coming to the sets.

But you never can tell, Mr. Shah changes his mind, if some other subject ushers into his mind.

* * * *

"Black Bandit" is awaiting release.

* * * *

A piece of good news! A son is born to Mr. Chandulal Shah.

And the parties roll along. Feasts! Form friends and from Ranjit.

# It is Impossible not to be Thrilled by a Thriller

It is rightly pointed out.

"Such scenes, which set the blood pounding through the veins, are highly beneficial for indigestion, gout, rheumatism, and premature middle-age. The audience thrives on thrills, the Kinema thrives on the audience, the director thrives on the Kinema, and everybody is happy."

Such scenes build a thriller. "Thriller" does not mean a mere fighting picture nor a stunter. Thriller shakes you up, you are emotionally disturbed, surprise upon surprise pile over you and you come out flushed with excitement.

The story that makes a thrill must move fast, not pictorially but incidently. The incidents must fly without long explanations, just like a rugger game, from one character to another, dialogues must have its own action—and sentences should not come in the way of the flow of the story.

A thriller demands clever treatment. Emotional pictures get lot of strength in form of music. Thrillers thrive on twists and turns, that is why the Director has got to consider every foot of it. He can't direct it *at the top of his voice.*

His characters must be at the beck and call of the story. His technique cannot take liberty with the story. "Story-contents" are to be preserved scrupulously till last.

"The type of thrill in which the audience seems to participate is the type in which some character who has won the audience's sympathy is involved in danger"—and they will shout with frezy when that character will be out of danger zone. It means that audience is caught in the noose of the events—if this can be achieved then that picture can be classed a thriller.

It is wrong to think that thrillers are "cheapies"—they are not, if they are properly to be attended. Apt lighting and clever camera work do play an important part in it—one can never be indifferent to a thriller. You have to work up people and then you have to satisfy them. You can't open the show and then retire. You have to tease these people's anxiety without being caught. You bring them on the borders of the mystery, you take them in the thick of the plot, and then you cleverly move out. The public then will identify itself with the different characters. "Soldier's Sweetheart" comes out successfully out of this test.

"Soldier's Sweetheart" is a real thriller. It contains all the "Shake-ups". The story is breezy. Incidents serve as real "teasers" and characters work as trump cards of the story. It does not halt any moment. It pleases the public.

Mr. Chandulal Shah thus offers a thriller, the first of its kind in Indian Talking Pictures. It has freshness and it explains the correct role of a thriller. His is a valuable contribution, a departure.

# શ્રી......................લ......................ર

"શ્રીલર" એ શબ્દ હવે સીનેમા જગતમાં પેસવા લાગ્યો છે-એટલે એને અંગેનું મંતવ્ય જરૂરી છે.

"શ્રીલર" એટલે કઇ જાતની ફીલ્મ? એ વિષે આંહી કેટલાક મુદ્દાઓ રજુ કરવામાં આવ્યા છે.

# "સિપાહીની સજની"—એક થ્રીલર

## "શ્રીલર" એટલે?

મારામારી, સ્ટંટસ, કુદકા ભુસકા!......

"થ્રીલર" એટલે સોંઘી વસ્તુ!......

કોણુ કહે છે આવી વાતો! થ્રીલર એ પણુ એક એવો પ્રકાર છે કે લોકોના મનનો એ સ્હેલાઇથી કબજો લઇ લે છે, એટલું જ નહિ, લોકોના રસ સાથે એ મોહક તુફાન મચાવી શકે છે.

આજની સંસ્કૃતિ માણુસને "થાક" આપવામાં હોશીઆર છે. એનાં લમણા માથાકુટથી એટલાં ઝીકાઇ જાય છે કે એને ફુલની તાઝગીની જરૂર પડે છે અને આ "થ્રીલર" માણુસનો થાક લુછી નાખે છે. એકદમ પોતાના પ્રસંગોની પાંખમાં લઇ એ માણુસને ઉશ્કેરાટની દુનીઆમાં લઇ જાય છે. પણુ આવાં "થ્રીલર" તૈયાર કરવાં એ સ્હેલી વાત નથી. લાગણી ભરેલી ફીલ્મોને તો સંગીતના સુરોનું બળ મળે છે, ભાવનાઓનો શીળો મળે છે પણુ થ્રીલરને તો માત્ર વાર્તાની ગરમી પરજ નભવું પડે છે. થોડીક ચૂક થઇ એટલે થ્રીલરની હવા બગડી જવાની.

એની વાર્તા સાથે વધુ પડતી છુટ પણુ લઇ શકાતી નથી. તેમજ પાત્રો પર પણુ કેમેરા થોભાઇ ગયો તો ગતિ ધીમી પડી જાય છે. પાત્રોને પ્રસંગોનો બોલ હરઘડીએ ઝીલવો પડે છે.

થ્રીલર લાગણીમાં ઉથલપાથલ આણી શકે છે. એટલે સુધી કે મૂખ્ય ભૂમિકા, જેની સાથે પબ્લીકને સહાનુભૂતિ હોય, એ જોખમમાં આવી પડે એટલે તો બરોબર ઉશ્કેરાટ જામે છે, અને ઓડીયન્સ એ ક્ષણો સાથે સાથે જીવવા લાગે છે. એટલે આપોઆપ તેઓને પોતાનાં માનીતાં પાત્રોના પરાક્રમો પર તાળીઓ પાડવી પડે છે અને બદમાશ દેખાતાં એના પર તીરસ્કાર વરસાવવો પડે છે.

થ્રીલરનો દરેક પ્રસંગ આગલા બનાવ માટે બીજ મૂકતો જાય છે. અને આ રીતે લોકોની આતુરતાનો કીલ્લો બંધાતો જાય છે. આખરના કલાઇમેક્ષ સુધી પ્રેક્ષકને ખબર રહેતી નથી કે આ વાતનો કઇ રીતે અંત આવશે

"થ્રીલર એટલે થોડા ફ્લેટ અને લોકેશનને એકઠાં કરી ગુડી કાઢવામાં આવતી ફીલ્મ–એવી કોઇની માન્યતા હોય તો એ ભુલ ભરેલી છે. એમાં પણુ સુંદર સામગ્રી ભેળવી શકાય છે. સારા સેટસ, ઉત્તમ લાઇટીંગ, અને ચમકદાર ડીરેકશન આવી ફીલ્મને પ્રાણુ આપી શકે છે. આ પ્રકારની ફીલ્મના સંવાદો પણુ સચોટ, મુદ્દાના અને ટુંકા હોવા જોઇએ. આંહી લવ સીન આવે પણુ એમાં સ્ટોરી પલટાઇ ન જવી જોઇએ. પબ્લીક એક ચીજ જુએ ત્યાં બીજી ચીજનો ધડાકો થાય. પ્રેક્ષકો ધારે કે આમ થશે અને મામલો જુદીજ દિશામાં કુચ કરી જાય. "થ્રીલર" નો અંત કેમ લાવવો છે એ એના લેખકે પહેલેથી જાણુવું જોઇએ—એટલે કે એ પહેલા રીલથી પબ્લીકને નાખે

કેડે મુકી શકે—અને આ રીતે ભેદ સચવાય.

"સિપાહીની સજની" આ બધી વાત બરોબર સમાલે છે માટેજ એ સાચ્ચી "થ્રીલર" ફીલ્મ છે.

પ્રસંગો દોટ મુકે છે. દર વખતે પ્રેક્ષકોની આતુરતા વધારતી જાય છે અને ઉશ્કેરાટના ગભારા ચડે છે.

શ્રી. ચંદુલાલ શાહે "મોટી" ફીલ્મોની માફકજ આ થ્રીલરના સેટસ શણગાર્યા છે, એમાં યોગ્ય સંગીત પુર્યું છે-અને ડીરેકશનમાં સીફ્ત આણી છે.

મીસ ગોહર અને મી. ઇ. બીલીમોરીઆ તેમજ એકયેએક પાત્રે આ વાર્તાનો વેગ સાચવ્યો છે.

"થ્રીલર" ના દેહ પર એક પણ ખોટો ટકોરો વાગી ગયો તો એ ખતમ થઇ જાય છે, એની માવજત મહાન કાળજી માગી લે છે.

આ હકીકત '**સિપાહીની સજની**" બરોબર સમજાવે છે એમ લખવું એમાં જરાએ અતિશયોક્તિ નથી. લોકો એની ખાત્રી કરી શકે છે. અને આ મુદ્દાઓની કસોટી પર એને મૂકી શકે છે.

શ્રી. ચંદુલાલ શાહે હીંદી ફીલ્મ ઉદ્યોગને ઉત્તમ સામાજીક કૃતિઓ આજ સુધીમાં આપી છે. પણ "સિપાહીની સજની" એ એક નવીજ દિશા ઉભી કરે છે આ પ્રકારની ટોકી પહેલી છે અને આપણા ઉદ્યોગને એક નવોજ ફાળો આ રીતે મળ્યો છે.

---

*AND NOW--*

# We are Switching on to Excitement!

## "SOLDIER'S SWEETHEART"
## unfurls her pages of red hot life.

Adventure had a special meaning for Hansakumari.

What is life???

"A mighty thrill" that's what she thought of life. The word "woman" never interfered with her dash—she could face the storm of life, single handed.

And that is how she started to secure the mysterious map of a treasure, situated near Jogeshwari from Sujansinh, the arch enemy of her state.

When Sujan was dangling with this map, a shot rang out and Hansa appeared in a male garb. He did not believe his eyes. She pounced upon Sujan and secured the map—and she started this cycle of trouble.

Sujan's men hunted her—and his son Dilip come along a woman in his own room. Hansa had changed her clothes with Champa, the "amorous" of Dilip's Aid-de-Camp. Dilip crossed his wit with this belle. She gained points over him and very pleasantly fooled Dilip by giving him a slip. She flew while Champa was found with Hansa's male garb, This enraged Dilip.

A woman had beaten him. He vowed to secure the map as well as the maiden.

And when he faced the maiden he at once realised that his power was definitely challenged.

They were kidding each other for the map and in came Vijay to take advantage of this situation. A Tense moment.

Who was this Vijay? Once the commander of Hansakumari's State, now an outlawhe was dismissed from the State as he was in league with Sujan. They were constantly conspiring to secure the mysterious treasure.

Now things took a different turn. Hansa's brother Pratap was kidnapped by Vijay and this he used him as his trump card.

Hansa prepared to hand over the map to Vijay and thus guarantee Pratap's safety. But she was all thc time conscious that she will play the game till last.

She entered into Vijay's den, definitely a hazardous task and she was trapped.

Vijay gained points over her—after all he was an experienced trapper.

Then there was a bang and Dilip entered into the trap.

Both were captured—and were handcuffed. The cold steel made its mark on these two people, thus linked together.

So the cold steel sent waves of emotions between each soul.

The fetters were "kind"—They were like garlands of flowers.

They served as bracelets of love. Though Dilip and Hansa pretented that they were unhappy—

And night came, there floated a melody in the air—a mellowed voice explained the flutters of heart. It said the story of Rose and Nightingale—

And sleep on silken steps entered into that den.

The lovers in their heart of hearts wished that the day never dawned.

And again the hot moments arrived. They bolted, went to a blacksmith and somehow or other managed to break the fretters.

Dilip went to his father and handed him the map, secured by him. Sujan was all in joy. Dilip had another treasure to secure—and for that he had to punish Vijay As Hansakumari was again trapped by Vijay on account of Pratap.

Sujan grew wild when his son informed him in so many words to punish Vijay. Oh, they were partners in crime. This created a wall of misunderstanding between father and son.

Dilip dashed off to Sujan's den.

And what sight he had in store for him.

Hansa promising Vijay to consider his offer, and her willingness to check Dilip, if he comes in the way of their plan..

Even then Dilip did intervene—and a shot rang out in the den. Hansakumari aimed at his foot. He was on the ground, lying senseless.

And she realised the situation.

Pratap was no more in the den. So she was unnecessarily paying a heavy price for the safety of her brother.

She grew almost dizzy but she was a woman of action. She never lacked courage.

She had a six chamber revolver to defend Dilip and herself—outside the den, affairs took a sudden turn. Sujansinh was there to save his son Dilip and to shake hands with Vijay. He had with him a big army. This assurance delighted Vijay—and his face puckered with a smile. He was sure of his game.

Hansa showed him his place, which was not near her—and cries of different people echoed the den.

What was this bustle? and the den turned into a battle-field.

Young Pratap invaded the den with his strong batch of people and they bumped off Vijay's army,

And then at the end of the day?

Two hearts in spring-feeling?

Well, that was a thrill!

A bigger thrill.

The end of the perfect day.

P. O. Midine, Camp-de-Masque
MAURITIUS.

*25th December 1935.*

Dear MISS GOHAR

Far away from the Motherland, unknown, and still more unacquainted with your personality, I persist in writing you these few words to make myself more familiar with you for I have had several occasions of seeing you on the screen in Indian Talkies exhibited here in Mauritius.

Your performance in the different plays especially in "Devi Devyani" and "Miss 1933", and your acting of the scenes have attracted much my attention as to your valour and ability as a film star. Rarely have I seen such plays where acting and performance have been brought to such a high standard of perfection,—and especially through your help in the foremost part.

I will be much obliged to you through your acception of this humble but open hearted appreciation.

As we are always desirous to see your thrilling acting and performance, I humbly ask you to kindly forward me the synopsis of some of your best plays such as:—"Barrister's Wife," "Desh Dasi" and "Toofan Mail" in which Miss Madhuri has played the leading role, and other new ones in order that necessary steps might be taken to have them introduced by the local companies thus enabling us to enjoy the pleasures of the Motherland though living so far away from Her.

Hoping to learn favourably from you.

"Wishing you a Succesful and Happy New Year "1936."

I Remain,
DEAR MISS,
Yours Faithfully
DEEPLALL SHARMA.

Secretary of the Youngmen Hindu Association.

GOHAR in

SOLDIER'S SWEETHEART

**A Chandulal Shah Production.**

સાડી નહિં સુરવાળ પહેરીને.
કુમારી ગોહર સીનેમા જગતમાં ધડાકો કરવા હાજર છે.
હાથમાં રીવોલ્વર, હૈયામાં હેત લઇને એ એક સિપાહીની સામે ગોળી છોડે છે.
પણ એ નિશાન કરતાંએ બળવાન ઘા સીપાહીને વાગે છે.

**—મીસ ગોહર "સિપાહીની સજની"માં.**

# સમાજ ચિત્ર દોરનાર

## સાહસ ચિત્ર દોરે છે—

**સમાજની** દિવાલો પર એના બોલ ચિતરાઇ ગયા છે. ઘરના આંગણા પર એના શબ્દ ફુલો પડી ચુકયાં છે. સંસારના કડવા મીઠા ઘુંટ એના કોમળ કંઠે ગજાવ્યા છે ગુજરાતના જીવનને એણે અભિનય અને ભાષાના હિંડોલ ાં ઝુલાવ્યું છે

ઉચ્ચ આદર્શોની એણે આરતી ઉતારી છે ઝેરી રીવાજ સામે એણે સમસમતાં તીર ફેંકયાં છે. નારી જગતનો એણે મહિમા ગાયો છે અને સાથે સાથે ઘરની અંદર પુરૂષ અને સ્રીના રાજની પણ એણે કવિતા ગાઇ છે.

ઇનામમાં આંસુ લઇને એણે સ્રીઓનો કેસ અદાલતમાં ગજાવ્યો છે. નિર્દોષ બચ્ચાંઓની હુંફમાં એના હૈયાને જગતનું સુખ દેખાયું છે.

અને આવાં સમાજ ચિત્રો દોરનાર હવે નવા મેદાનમાં ઝુકાવે છે. અભિનયની એક નવીજ દીશામાં એ પગલાં પાડે છે. એટલા માટેજ કે "કલાકાર"ને કોઇ પણ મેદાન આપો અને એ મેદાન બીજાું બની જશે. વસ્તુના તાણાવાણામાં એ પોતાની ખુબીઓ સમાવી દેશે.

**મીસ ગોહર**
હંસાકુમારી તરીકે

આજ સુધી **મીસ** ગોહરે મૂખ્યત્વે સામાજીક ખેલપટોમાં અવાજ ભેળવ્યો છે. પણ "સિપાહીની સજની" એક "થ્રીલર" ટાઇપની સ્ટોરી છે અને એમાં મીસ ગોહર વસ્તુને લાયક વેગવાન કામ કરે છે. સમાજ ચિત્રને દોરનાર હવે સાહસચિત્ર દોરે છે.

એના હાથમાં બેડલું નથી, બંદુક છે. એની સામગ્રીમાં શસ્ત્રો છે. દુશ્મનને ડારી દેનારી છ ધડાકાની રીવોલ્વર છે. સપાટા ચાલે તે વખતે સહાય કરતી સમશેર છે.

એ શબ્દ ઉચ્ચારે છે અને એ "હુકમ" બની જાય છે. એ હાથ ઉગામે છે અને મારામારીનો મામલો ઉભો થાય છે.

આ થ્રીલરમાં મીસ ગોહરે ખુબ ચીવટથી અભિનય પીરસ્યો છે. 'થ્રીલર' છે માટે "ચલાવી દો" એવું આ ફિલ્મમાં નહિ લાગે.

સૌથી પહેલાં તો "સિપાહીની સજની"એ શાનદાર સેટસમાં શણગાર સજ્યો છે મોહક બેક-ગ્રાઉન્ડની અંદર એણે કદમ પાડયા છે. શ્રી. ચંદુલાલ શાહે વસ્તુને આકર્ષણને કીનારે પહોંચાડી દીધી છે.

અને આ પ્રકારનું મીસ ગોહરનું આ પહેલુંજ પીકચર છે. એનાં કામમાં ચેતનના ચમકાર ભર્યાં છે.

ચાર દિવાલની અંદર જીવન વીતાવતી સ્ત્રી આજે બ્હાર આવી છે. પુરૂષના પરાક્રમના ઇજારાને પડાવી લેવા એ સિપાહીની સજની તૈયાર થઇ છે. શત્રુઓની દુનીઆમાં એણે ખળભળાટ મચાવી દીધો છે. મિત્રોની મીજલસમાં એણે વીનય સાચવી સૌનાં મન જીતી લીધાં છે આવીજ એક આઝાદ સ્ત્રી એટલે "સિપાહીની સજની"ની હંસાકુમારી.

અને એ ભુમિકા ભજવનાર મીસ ગોહર.

——

# રણજીતનું

રળીઆમણું અને

**વેસ્ટ એન્ડ ટોકીઝનું**

વહાલું

**મીઠાઈઓનું**

ભવ્ય પ્રદર્શન

# ભુલેશ્વરના ભવ્ય લત્તામાં

## આજે ૪૦ વર્ષ થયાં માલ અને કીર્તિમાં

# અડગ રહેલું

## જામનગરના પ્રખ્યાત જોશી શામજી પ્રેમજીનું

નામ આજે દુનીયાભરમાં માણસોની જીભને ટેરવે રમી રહેલું છે

**અમારે ત્યાં**

શુધ્ધ ઘી તથા ઉંચી જાતના મસાલાઓથી ભરપુર અનેક જાતની મીઠાઈઓ તૈયાર મળે છે તથા ઓર્ડરથી પુરી પાડવામાં આવે છે. ટુંકામાં અમારે ત્યાં **માલેકની** જાતી મહેનત અને જાતી દેખરેખથી દરેક વસ્તુઓ બનાવવામાં આવે છે.

તા. ક.—બ્હારગામના ઓર્ડરો પર પુરતુ ધ્યાન આપવામાં આવે છે.

**જામનગરવાળા**

# જોશી શામજી પ્રેમજી

૮૪ અને ૯૯ ભુલેશ્વર - - - મુંબઈ નં. ૨.

# મીસ મધુરીને પત્ર

મીસ મધુરી,

હું તે વખતે કલકત્તામાં હતો. તમે "કૉલેજ કન્યા" બની ત્યાં આવી પહોંચ્યાં હતાં-તમારૂં આ પ્રથમ સામાજીક બોલપટ હતું એટલે મને એમ થયું કે લાવ જોઇ આવું તો ખરે–મને આ ફીલ્મ ખુબ ગમી-મને એકને નહિ, આખા કલકત્તાને. બંગાળીઓ આ પીકચર પર આફ્રીન થઇ ગયા એમ હું જોઇ શકયો.

ફરી મેં એમ વાંચેલ છે કે તમે એક સોશીયલ પીક્ચરમાં બહાર આવવાનાં છો.

આ સમાચારથી મને ખાસ આનંદ થયો હતો. કારણ કે મને દરેક જાતની ફીલ્મો ગમે છે. તમે "નાદીરા" બની તમારા પગની પાયલ બજાવો છે એ પણ મને જોવું ગમે છે અને તમે "સિતમગર" માં સાદ કાઢો છો એ કાન પર ઝીલવા હું તૈયાર રહું છું.

અને તમને એક "કૉલેજ કન્યા" તરીકે જોઇને તો મને મારા કૉલેજના દિવસો યાદ આવી ગયાં–મારૂં હોસ્ટેલજીવન તાજું થઇ ગયું.

તમે નવી નોખી ભુમિકા ભજવો છો એ રીત તમને હર વખતે નવી અભિનયકલા બક્ષી જાય છે.

હું પોતે તો એમ માનું છું કે કલાકારને ગમે તેવાં ફુલની માળા ગુંથવા આપો–એ એવી ગુંથણી કરી આપશે કે એ સુંદર લાગવાનીજ–હા, એટલું છે કે જેવાં ફુલ તેવી માલા–માલાની ગુંથણી સારી લાગે જો ફુલમાં પણ રંગત હોય, સુવાસ હોય.

મને આવાં આવાં વાકયો લખવાની ખાસ આદત નથી પણ તમારા પર પત્ર લખતાં આ શબ્દો સ્હેજે બહાર આવી જાય છે.

તમારી ફીલ્મ જોયા પછી હું બહાર નીકળ્યો ત્યારે મને એમજ થયું કે વધુ તો શું પણ એક પત્ર તો જરૂર લખીશ.

આ બાજુ એ સારી ફીલ્મો આવે છે ત્યારે હું જોવાનું કદી ચુકતો નથી.

એમાં એ રણજીતનું નામ તો મને થીયેટરમાં જરૂર લઇ આવી આપે છે એજ

લી૦

વિનાયક

ઘુસરી ( કલકત્તા)

# રણજીતના કોમેડીઅનો

## નવો શબ્દકોષ રજુ કરે છે.

"અરે, આ વેશ પહેરી કયાં આફ્રીકામાં વસવાટ કરવા જાવ છો? કેમ હિંદુસ્થાન પ્યારૂં નથી લાગતું!"

ઘોરી, દીક્ષીત, ચાર્લી અને કેસરી–આ ચારેજણ જંગલી વેશમાં દેખાતા હતા. એટલુંજ નહિ પણ તેઓનાં હાથમાં મોટા છરા હતા અને તેઓ વિચિત્ર રીતે નાચતા હતા.

એ વાત પણ જવા દો. પણ આ તો ભાષાએ કંઇક નવીજ બોલતા હતા.

"પાની......પાની......"

એટલાજ શબ્દ તેઓ "સીપાહીની સજની"ના સેટમાં બોલ્યા એટલે જંગલના માણસો તો ભાગીજ ગયા.

"પાની......એનાથી ભાગી જવા જેવું શું હતું?" આ કોમેડીઅનોએ જબ્બર શોર મચાવ્યો હતો.

જંગલીઓના હાથમાં તેઓ કેદ પકડાયા હતા અને તેઓ નવી નોખી તરકીબ કરતા હતા.

તેઓને "પાણી" જોઇતું હતું. એની માગણી કરી. એટલે ખતમ—

આ નવી ડીક્ષનરીનું જ્ઞાન તેઓનેજ નહોતું. એટલે એક જાણીતા આદમીએ સમજાવ્યું કે પાનીનો અર્થ જંગલી ભાષામાં ભૂત થાય છે. હવે સમજ પડી! શા માટે એ નામથી જંગલીઓ ભાગતા હતા.

પણ આને લઇનેજ ચાર્લીએ ભારે થાપ ખાધી. એ કેદ પુરાયો હતો તે વખતે એક જંગલી અફસર એની સામે આવીને ઉભો એટલે ચાર્લીએ શરૂ કર્યું.

"કેમ; ઉલ્લુ!......" અને આમ ચાર્લીએ ગાળોની ઝડી વરસાવી. એમ માનીને કે આ જંગલીને કયાં ભાષા આવડે છે.

જંગલીએ એવીજ અદા કરી. એણે દરેક ગાળ વખતે શીર ઝુકાવ્યું અને ચાર્લીને પછી બહાર બોલાવ્યો. અને ચાર્લીનીજ ભાષાનો એણે ઉપયોગ કર્યો. ચાર્લી થીજી ગયો. અને ખરેખર એના પર ખુબ ઝાપટો પડી.

આ બધા કોણ હતા! ચંદર-બંદર, અમન-ચમન—

"સિપાહીની સજની"ના રમુજના સિપાહીઓ.

બસ આ ફીલ્મમાં કામ કર્યા પછી તેઓ સ્ટુડીઓમાં પણ જંગલી ભાષામાં વાતજ કરવા લાગ્યા છે.

સ્ટુડીઓની બ્હાર જઇ તેઓ આ ભાષાનો પ્રચાર કરવાની મહેનત કરી રહ્યા છે.

એટલે તો દાદરના ટીકીટ માસ્તરે તેઓને કાંઇ સવાલ પુછયો. ત્યારે તેઓ "સિપાહીની સજની"ની ભાષામાં વાત કરવા લાગ્યા. અને એ ટીકીટ માસ્તરને ઘોરીએ કહ્યું.

"પાની......પાની......"

એટલે તરતજ ટીકીટ માસ્તરે પાણી મંગાવ્યું, પણ ચાર્લીએ ના પાડી. આ ભેદ નહીં ઉકેલી શકવાથી આ માસ્તરે "સિપાહીની સજની" જોવાનો નિશ્ચય કર્યો.

અને તેમને જ્યારે એ દ્વારા ખબર પડી કે ઘોરીએ એને 'પાની' કહી ભૂત કહ્યો હતો, એટલે એકદમ એ ભૂતકાળનો બનાવ યાદ લાવી ગુસ્સે થઇ ગયા.

" મને ભુન કીધો ઠીક છે." પછી જ્યારે આ કોમેડીયનો એને મળ્યા ત્યારે ધોરીએ દીક્ષીતને આગળ ધર્યો. " પાની......પાની......"

ટીકીટ માસ્તર શાન્ત રહ્યા. તેમણે ઠંડુ પાણી મંગાવ્યું–એક આખો ગોળો ભરીને. સવારની ટાઢ સમસમતી હતી. એ ગોળો આવ્યો એટલે એ માસ્તરે ચારે જણાને એ 'પાની' પાની'થી નવડાવી દીધા. અને તે એટલુંજ બોલ્યાઃ

" હું સીપાહીની સજની જોઇ આવ્યો છું."

બસ ત્યારથી "પાની" શબ્દ સાંભળતાં આ ચારે જણા ખરેખર નાસી જાય છે–પેલું માટલાનું ઠંડુ પાણી યાદ કરીને.

તેઓ હવે તો ઘરનાં માટલાં પાસે પણ જતાં બ્હીએ છે. ત્યાં તેઓને ભુત ( પાની ) દેખાય છે.

---

# અ દી બી લી મો રી આ ની

નવીજ કુચ--

**અદી બીલીમોરીઆ** રૂપેરી પરદા પર દેખાવ દે છે કે તરતજ ઓડીયન્સ સમજી જાય છે કે એ એમની સાથે અભિનય અને એંટરટેઇનમેન્ટ લાવે છે. ગમે તે ભુમિકાના રંગો તે જમાવી શકે છે. ઉજળી સમાજના પ્રતિનીધિ તરીકે એ બરોબર કામ કરી જાય છે અને એમના કાન પર સાહસનો શબ્દ પડે તો "સામાની સુસ્તી ઉડાડી નાખે એવું કામ એ કરી બતાવે છે. આખા હિન્દમાં એમનો જબ્બર "ફેન" છે. એમણે કદી કોઇને નિરાશ કર્યા નથી. "સીપાહીની સજની" એમને યાદ રહેવાનાં ઘણાં કારણો છે. પહેલું તો એ કે આ "થ્રીલર"માં એમણે મીસ ગોહર સાથે ગીત ગાયું છે અને આ ગીતનું ડોલન એવું છે કે એ સાંભળતાં સૌને એની અસર થાય છે.

અને આ સિવાય એમના કદમ એવા પ્રસંગો પર રવાના થાય છે કે એમને પોતાને પણ ભુમિકા ભજવતાં ચોંકતા રહેવું પડે. આવી ફાસ્ટ ટેંપોની ફીલ્મમાં નાનામાં નાની વિગત પર ધ્યાન રાખવું પડે છે. સંવાદોનો "ટેંપો" પણ બરોબર સાચવવો પડે છે અને આવી વેગવાન વસ્તુમાં પણ લાગણીના સુંવાળા પ્રસંગો સરે છે. આછા વરસાદના જેવા–વિજળી કડાકા વિનાના–દીલનાં ગુલાબ ખીલે છે. હૃદયની આછી રાગણી શરૂ થાય છે. આવી રસ છોળમાં પણ તેમના અભિનયનો હીસ્સો કમ નથી. મીસ ગોહર અને એમની વચ્ચે 'રમુજ સંગ્રામ" ખેલાય છે ત્યારે એ પણ પોતાનું મેદાન આબાદ જાળવી રાખે છે સંવાદોની ચોટ તે બરોબર સમજ્યા છે માટે જે એની લાયક રજુઆત થઇ છે. "સિપાઇની સજની"ના આ બાંકા સિપાહીને કોઇ ભુલશે નહિ.

## “સિપાહીની સજની”

### વનમાં વસે છે.

મીસ ગોહર અને ઇ. બીલીમોરીઆ ‘ધ્રુજારીઓ’ આપવા માટે પાણીનો સાથ કરે છે. આઉટડોરના આ દૃશ્યથી તમને ખ્યાલ આવશે કે દૃશ્યોમાં રંગત લાવવા માટે, પ્રસંગમાં પ્રાણ લાવવા માટે કેટલીએ તકલીફ ઉઠાવવી પડે છે.

થીજી જવાય તેવી ઠંડી સમસમતી હોય છતાં પાણીમાં ઝબોળાઇ જવાનો સીન હોય તો પાત્રો એમાં ડુબકી મારે છે. અને તમે જ્યારે આ દૃશ્યો પર તાળીઓ પાડો છો ત્યારે તમને ખ્યાલ નહીં આવતો હોય કે એ દૃશ્યને જીવતું કરવા માટે આર્ટીસ્ટોએ ટાઢ સામું જોયું નથી. તેઓએ માત્ર તમારી આંખોનોજ ખ્યાલ કર્યો છે-તમોને આનંદ આપવાની વાતજ યાદ રાખી છે.

---

ગોહર અને ઇ. બીલીમોરીઆ
"સિપાહીની સજની"માં

# જંજીરથી જકડાએલાં જીગરથી જકડાય છે

**રાત** પડી ગઇ હતી. અંધકારના હૃદયમાં ચીરા પડતા હોય એવી રીતે ચીબરી બોલી રહી હતી. શાન્તિ પણ આંહી ભુલી પડી હોય એ રીતે પથરાઇ ગઇ હતી. પવનના સુસવાટા ચાલતા ત્યારે ઝાડીને જીભ આવતી. અને કોઇ ગેબી અવાજો સંભળાતા. જંગલ શું પોતાની વાત કહી રહ્યું હતું?

એ કયું જંગલ હતું?......

ચંદ્રગઢ અને સૂર્યપુર વચ્ચેનું એ જંગલ?...

વચ્ચે જોગેશ્વરીની ગુફા—અને આ ગુફા આસપાસ લપેટાએલો ભેદ.

એ ભેદ કયાં હતો? કોની પાસે હતો? વધુ તો ખબર નથી. પણ આ ગુફાનો એક નકશો હતો—અને એ મેળવવા સૌ કોઇ જીંદગીનો ઘા કરતું. એ નકશામાં ભેદી ખજાનાનો ઉકેલ હતો.

પણ તેઓને ખબર ન હોતી કે ચંદ્રગઢની રાજકુમારી હંસા પણ આ ભેદ ઉકેલવા બહાર પડી હતી. દુશ્મનોની છાતી પર ગોળી છોડવાની એણે તૈયારી કરી દીધી હતી. દગાખોરોને લલકારવા એ લલના પુરૂષવેશમાં સજ્જ થઈ હતી.

સુજનના હાથમાં નકશો આવી ગયો હતો, એટલે એનું સ્વપ્ન સાચું પડયું. હર્ષમાં આવી એણે આ વાત ગાઇ બતાવી. ત્યાંજ ગોળીબાર થયો અને વંટોળની માફક હંસા હાજર થઇ. રીવોલ્વરને ઇશારે એણે સુજન પાસેથી નકશો પડાવ્યો અને એ વિજળીની માફક સટકી.

હોહાકાર થયો.

"પકડો, એ સૈનિકને–"

અને એ રૂપાળા સૈનિક (હંસા) પર

આ માટે તો ચંદ્રગઢનો સેનાપતિ વિજય અને સૂર્યપુરના વજીર સુજનસિંહ પહેલેથી રાજ્યને દગો દઇ નકશો મેળવવાના કાવત્રામાં શામેલ થયા હતા.

આફ્ત ઝઝુમી. એ એક ઓરડામાં દાખલ થઇ. વજીરના પુત્ર દિલીપનું એ સુંદર શયન ગૃહ–ત્યાં એણે એક સ્ત્રીને દીઠી. ચંપા, દીલીપના મદદનીશની માશુક–અને તરતજ એનાં કપડાં પહેરી એને છુપાવી દીધી અને દ્વારમાંથી દીલીપ દાખલ થયો અને એ હેબતાઇ ગયો—

હંસા અને દીલીપ વિચિત્ર સંજોગોમાં મળ્યાં, પણ હંસાએ તો પોતાનું નામ ચંપા તરીકે જાહેર કર્યું.

ત્યાં મદદનીશ અંદર આવી પહોંચ્યો અને હંસા સટકી.

દીલીપ બની ગયો–એણે પ્રતિજ્ઞા કરી–નારી અને નકશો હાથ કરૂં ત્યારેજ ખરો.

એ ઉપડયો, અને આવી પહોંચ્યો હંસા કુમારી પાસે. નકશા માટે રકઝક થઇ. તેજ વખતે રાજ્યમાંથી દગા માટે બરતરફ થયેલો બ્હારવટીઓ વિજય બારીમાંથી કુદી પડયો.

અને આમ બંન્નેની તકરારમાંથી લાભ લેવા વિજયે બાજી ખેલી–પણ પ્રસંગોએ નવીજ દોટ મુકી. વિજયના હાથમાં પુરેપુરો ભેદ આવ્યો નહિ. એટલે એણે હંસાના ભાઇ પ્રતાપને ઉઠાવ્યો અને જાહેર કર્યું કે પ્રતાપને એકજ શર્તે પાછો આપવામાં આવશે. જો વિજયના હાથમાં પુરેપુરો નકશો આવશે–

હંસાકુમારીને આ વાતની જાણ થઇ એટલે એ વિજયની મોતની ગુફામાં દાખલ થવા તૈયાર થઇ.

વિજયની સામે એ ઉભી રહી. પણ વિજયની જાળ જબ્બર હતી. એણે પ્રતાપને છોડયો નહિ પણ હંસાને રોકી રાખી. દીલીપ પણ આંહી ધસી આવ્યો એટલે બન્નેને એક સાથે હાથકડી નાખી.

આમ બંને જણાં જંજીરથી જકડાયાં. બંનેના હાથ એક સાથે કેદ થયા. અને હૈયાં પણ ત્યારથીજ જકડાવા લાગ્યાં.

બંને કેદી ઉપર રાતની ઝરમર વરસી. ત્યારે ગુફામાં કોઇ ગીત ગાતું હતું–કેવું એ ગુલાબી ગીત !

એ કંઠમાંથી અંતરની વાત બ્હાર ઝરતી હતી. બુલબુલ અને ગુલાબના ગીતરંગોથી એ ગીત ભીનું થયું હતું.

માશુકની આંખ નીંદરના ગુલાલથી ગુલાબી બની હતી. પાસે પ્રિયતમ હતો. બસ રાત્રી ચાલી જતી હતી એટલોજ વાંધો હતો. જંજીરમાં જકડાએલાં પંખીડાં પ્રણયના આસમાનમાં ઉડતાં હતાં. છતાં હોઠ પર એ વાત આવતી નથી.

"જંગલેશ્વરી
રાજેશ્વરી
સિપાહીશ્વરી"

એ શબ્દો અવારનવાર સંભળાતા હતા. વિજય હંસાને જંગલેશ્વરી બનાવવા માગતો હતો પણ રાજશ્વરી સિપાહેશ્વરી બનવા ચાહતી હતી.

પછી તો સવાર પડયું અને બન્ને જણાં નહારયાં.

બન્ને લુહારને ત્યાં ગયાં. અને ત્યાં ખુબીથી બેડીઓ તોડી દીલીપ એના રાજ્યમાં ગયો. પરંતુ હંસાકુમારી સપડાણી પ્રતાપ ખાતર એ ફરી વિજયના સકંજામાં આવી ગઇ.

ત્યારે દીલીપે પિતાને નકશો આપ્યો અને હવે નારીને લઇ આવવાનું જાહેર કર્યું. આ માટે વિજય સાથે યુદ્ધ ખેલવું પડશે એ વાત બ્હાર આવી અને સુજન ત્રાડુકયો.

વિજય ?

વિજય તો એનો મિત્ર હતો–એની સામે હથીયાર લેવાય કેમ ?

દીલીપે સાફ સાફ કહી દીધું કે વિજય જેવા મિત્ર કરનાર માણસની એને લગીરે કીંમત નથી.

બાપ દીકરા વચ્ચે તણખા ઝર્યા.

અને દીલીપ બાપની વાતને ઠોકરે મારી હંસાને બચાવવા ગુફામાં ઉપડી ગયો.

ત્યારે હંસાને ખબર નહોતી કે પ્રતાપ તો તરકીબ કરીને કયારનો નહાસી છુટયો છે.

વિજયે એને પુરેપુરી બનાવી અને પ્રતાપને એ જાનથી મારી નાખશે એવું દ્રશ્ય એણે દેખાડયું, એટલે હંસાકુમારીએ વિજયનો હુકમ માનવની હા પાડી.

વિજયે સાદ કાઢયો.

"દીલીપ આવે તો–"

"તો હું એને અટકાવીશ–"

અને એ શબ્દો દીલીપે દાખલ થતાંજ સાંભળ્યા. હંસાને એ ઉગરવા ગયો ત્યાંજ હંસાના હાથમાંથી ગોળી છુટી. અને દીલીપના પગ પર એ ચોંટી એ ભોંય ભેગો થયો.

ત્યારે દીલીપે બધીજ વાત કહી. એ આવ્યો હતો હંસાને બચાવવા, પ્રતાપ નહાસી ગયો છે એ હકીકત એણે કહી અને બ્હાર એનું લશ્કર હણહણે છે એ વાત ગપ હતી એ વાત પણ દીલીપે કહી દીધી અને હવે તો મોતનાજ મહેમાન થવાની વાત કહી એ બેશુદ્ધ બન્યો.

તેજ વખતે બ્હાર સુજન લશ્કર લઇ આવ્યો. વિજય એનો મિત્ર હતો એટલે તો એને સમજાવવાજ આંહી હાજર થયો હતો.

પણ પ્રતાપ ત્યારેજ સૈન્ય સાથે ચડી આવ્યો. જબ્બર મારામારી થઇ.

અને ?........

Registered No. B. 3386

રણજીતનું

થ્રીલર-ડ-લક્ષ

ચંદુલાલ શાહ પ્રોડક્ષન

વેસ્ટ એન્ડ ટૉકીઝ

Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar), at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.